# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

નવી ડીટેકટીવ સીરીયલ

જબરજસ્ત ૪૦ ભાગનાં તહા



Reg No 157

ગ્લોબ સીનેમા સેન્ડહર્સ્ટ રોડ-મુંબઇ.

ભાગ ૪ કીંમત માત્ર અર્ધો આનો

४० ભાગ **ફેન્ટોમસ** ૪૦ ભાગ



યાને

# શરીફ બદમાશ

૪૦ ભાગની તદ્દન નવી ડીટેકટીવ

## સીરીયલ

## વીલ્યમ ફોક્ષની કળાનો નમુનો

સીરીયલમા ભાગ ભજવતાં કેટલાક જાણીતા

અને પ્રજાના માનીતા પાત્રો—

**ફેન્ટોમસ**—એડવર્ડ રોઝ મેન,

સંકડો વેષ બદલી ભલભલા ડીટેકટીવોને થાપ આપનાર

એક શરીફ બદમાશ

રૂથ—મીસ "એ ના મરરી" જેકની માશુક હેરીગટનની એકની એક લાડકી દીકરી.

હેરીગટન—એક કીમીયાગર, રૂથનો બાપ

જેક—"જોની વોકર," એડી પોલોના ડ્રામા બનાવનાર જાણીતો ફીલમ પ્રોડયુશર રૂથને આશક

ડીક્ષન—અમેરીકાનો પ્રખ્યાત ડીટેકટીવ એક વફાદાર વીરનો

ટવ બેલફોર—ફેન્ટોમસની માશુક

# શરીફ બદમાશ.

## ચોથું અઠવાડયુ



ઉલ્ફતમે બરાબર હય વફા હો કે જફા હો
હર બાતમે લઝઝત હય મગર દીલમે મઝા હો
હમ તુમ હો શબે વસ્લ અકેલે તો મઝા હો
હમસે હો અદબ દુર હયા તુમસે જુદા હો
નય રંગીએ હુસ્ન ઉન્કી યે કહેતી હય શબે વસ્લ
ચીતવનમે શરારત હોતો આંખો મે હયા હો

---

રૂથ પેલા ભૂત પ્રેતનો આભાસ કરાવતા ભયંકર અને ચોમેર વિચિત્ર ધ્વનીના ભણકારાનો ભાસ કરાવતા ફેન્ટામસના ભુતમહાલ ડિવાલીનવુડ હાઉસમા પોતાના પ્રિય જેક સાથે સપડાઇ હતી નહી જોએલી ભયંકર આકૃતિઓ અને વિચિત્રતાથી ભરેલા ને બીહામણા મકાનમા પોતાના પિતાને મળવા આવતા બાપડી રૂથ પોતાના પ્યારા જેકને પણ ખોહી ચુકી હતી, પેલા એક પલીત જેવા બુઢાને પકડવા જતા જેક એક ફાલક વાઈ ભોયરામા પડી કેદ થયો હતો જયારે રૂથ ગભરાતી અકળાતી ત્યાંજ ઉભી હતી જેકના કેદ થયા પછી છેલ્લો બુઢો પોતાના

કરચલી વળી ગયેલા ભયંકર હાથમા ચકચકતી તીક્ષ્ણ કટાર પકડી રૂથની કોમળ છાતી વીધી નાખવા આગળ અને આગળ વધતો આવ્યો આપણે જોઇ ચુકયા છીએ પેલા બુઢ્ઢાના મંદ પગલા રૂથના હૈયામા ભય કરતા પેદા કરતા હતા, રૂથ કમકમતી હતી અને આપણે પણ એમ ધારી બેઠા હતા કે પેલો બુઢ્ઢો હવે રૂથને જરૂરજ મારી નાખશે શુ રૂથ મરી જશે? સવાલનો જવાબ મેળવવા અગાઉ થોડુંક ચોથા અઠવા-ડીયાનો પરિચય કરાવતુ લખાણ વાચી લ્યો

× × × +

એક તરફ બુઢ્ઢો રૂથને મારી નાખવા હાથમા છરી સહીત આગળ વધ્યે જતો હતો ત્યારે બીજી બાજુએ ભોયરામા કેદ પકડાયેલા જેકને મારી નાખવા કોઇએ ઉપરથી બંદુકની ગોળી ટાકી એક તો તે ભોયરામા જગ્યાજ બહુ જુજ જેવી હતી છતા તે ગોળીથી બચવા બાપડો જેક અંદરને અંદર અહીથી ત્યા ધસ્તો કે જેથી નીશાનો ખતા ખાઇ જાય પેલો બંદુક ટાકનાર પણ જેકની ધમ ચકરીથી નીશાનો ટાકી ન શકતો જયા જેક ન્હાસતો ત્યા તે પોતાની બંદુક પણ ફેરવતો અને ભોગજોગે જેકના હાથમા તે બંદુકની નાળી આવી ગઇ બહુજ સંભાળપૂર્વક તે નાળીને પકડી આપણી વાર્તાનો નાયક જેક તે પર લટકી ગયો, બંદુક પકડનારો ગોળીઓ છોડી છતા જેકે તે નાળી એટલી તો સફાઇથી પકડી હતી કે બંદુક મારનાર તેને એક પણ ગોળી મારી ન શકયો, તે બદલ જેકે પોતાના બાહુ બળથી, બંદુકને જોરમા ખેચતા પેલો ઉપર ઉભેલો પુરૂષ પણ અંદર પડયો હવે શુ પુછવાનુ હતુ? વાઘના હથમા શીકાર લાગ્યો હતો, ભુખ્યા વાઘે તેને પકડી લીધો જે કે તેને પોતાના પંજામા સપડાવ્યો અને લોખંડી હાથ ધરાવતો પીર યુવક પોતાની મુક્કીઓથી પેલાને લોથ જેવો કરી નાખ્યો જોત જોતામા જેકના હાથથી નરમ બની પેલો લુચ્ચો બેભાન થઇ તુટી પડયો

રૂથની બરોબર પાસે આવતા પોતાના અશક્ત હાથોમા ધરેલી ભુક્ષણ કટા પેલા બુઢ્ઢાએ હવામા ઉંચી કરી અને પછી ધીમે ધીમે

રૂથના કાળજાને ચીરી નાખવાને જલીતનો હાથ નીચે ઉતર્યો અને હજી તો તે હરામખોર-ભયંકર આકૃતિ-રૂથને બાથી મારી નાખે તે અગાઉ તો ભેદી પડદામા સતાએલો એક પુરૂષ ત્યા દેખાયો અને જેવો તે ત્યા દેખાયો કે તેના મોઢામાથી આજ્ઞા કરતા શબ્દો બહાર પડયા. "થોભ ઓ બુઢ્ઢા, અને તરતજ તે બુઢ્ઢો ભડકી ઉઠયો તેના હાથો નીચે પડયા. અને વધુ હુકમની તે વાટ જોતો ઉભો. આવનાર ભેદી બુરખાવાળાએ ફરીને બીજો હુકમ કરતા બોલ્યો, "રૂથને બીજા ઓરડામા કેદ કરો," અને તરતજ તે હુકમનુ પાલન થયુ પેલા બુઢ્ઢાએ રૂથને પોતાની બાથમા લીધી અને જોત જોતામા તો તે ઓરડો મૂકી બાજુમાજ આવેલા એક બીજા ઓરડામા આજ્ઞા પાલક બુઢ્ઢો રૂથને ઉચકી ગયો

જે ઓરડામા રૂથ કેદ હતી તેથી બરાબર ઉપરના માલમા અત્યારે ભેદી બુરખાવાળાઓની એક સભા ભરાઈ હતી, હા ખરેખર તે આકૃતિઓ ભયંકરજ હતી અને વળી આજે કોઇ ભયંકર અને અકૃત્ય કૃત્ય કરવા મસલત ચલાવવા કાજેજ કુરજનો ભેગા થયા હતા સભાના મુખરે ફેન્ટોમસ પોતાના કાળા જભ્ભામા લપટાયેલો ખુની જેવા ડોળા કકડાવી રહયો હતો તેના હાથો વારે ઘડીએ હવામા ઉછળતા અને ગુસ્સામાજ તેની મજબુત મુઠ્ઠીઓ વચ્ચે પડેલા ટેબલ ઉપર પટકાતી ઉપર જયારે ફેન્ટોમસ પોતાના ગોઠીયાઓ સાથે હેરીંગટનનુ કીમીયુ બનાવવાની રીત હાથ કરવાની મસલતમા ગુથાયો હતો, ત્યારે જેક અત્યારે તે ફાલકામા તે માણસને બેભાન કરી જવાબનો અગીકાર કરી રહયો હતો ફેન્ટોમસની ટોળકીના પેલા લુચ્ચાને મારી તેનો જભ્ભો પહેરી જેક બહાર નીકળ્યો અને રૂથને શોધવા તેજ ઘરમા ચોમેર ભટકવા લાગ્યો

- એક ત , રૂથ કેદમા હતી બીજી બાજુએ જેક પેલા ભેદી બુરખામા લપેટાઇ પોતાની પ્રિયતમાને શોધી રહયો હતો ત્રીજી તરફ ફેન્ટોમસ પોતાના ગોઠીયાઓ સાથે હેરીંગટનનુ કીમીયું હાથ કરવા મસલત ચલાવી રહયો હતો ત્યારે તેને ચહાતી પેલી હજી સુધી ન ઓળખાયલી સ્ત્રી ડીકસન અને રૂથના પિતા હેરીંગટન સાથે લીનવુડ હાઉસમા આવી પુગી, તે ફેન્ટોમસ જેવા હરામખોરના પ્રેમમા નાસીપાસ થયા પછી

તે પર વેર વાળવા અત્યારે ડીટેકટીવ તેમજ હેરીંગટનને લઈ આવી ફ્રેન્ટોમસને પકડાવી દેવા માગતી હતી અને જેવી તે પોતાની મોટરમાથી ડીટેકટીવ ડીકસન અને હેરીંગટનને સાથે લઇ ઉતરી તેવીજ ફ્રેન્ટોમસની નજર તે પર પડી અને તે ભડકયો હો ખરેખર એકવાર જે સ્ત્રી ફ્રેન્ટોમસને ચાહતી હતી, તેજ સ્ત્રી આજે તેને પકડાવી દેવા માગતી હતી

**ફડક કર મુગે બીસ્મીલકી તરફ આશક જો મરતે હય,**
**યે મકતબમે ઉરૂસે તેગ કે સદકે ઉતરતે હય**

ફ્રેન્ટોમસની નજર તેઓ પર પડી અને તે લુચ્ચો સાવચેત થયો, અને તરતજ પોતાના માણસો પ્રત્યે ફરતા તે બોલ્યો "જુઓ, ડીકસન અને હેરીગટન પણ આપણા હાથમા આવી ગયા છે સાવચેત રહી કામ કરજો અને તેમને સપડાવી લેજો" એટલુ કહેતા તેણે બધા માણસોને સભાળ લેવા કાજે છુટા કર્યા અને પોતે રૂથ પાસ આવતો રહયો, રૂથ પાસે આવતા તેણે તે બાગીવાળાનો હ ા પકડયો અને કહયુ, કેમ રૂથ! હજી પણ મારી સાથે પરણવા રાજી થાય છે કે નહીં ?'

'નહી' રૂથે કડક જવાબ આપ્યો

'નહીં ?' ફ્રેન્ટોમસ પડઘા કર્યો 'જો તુ તારી હઠ ધર્મી નહીં મૂકે તો હેરાન થશે, તારો પિતા પણ હવ લીનવુડ હાઉસમાજ આવ્યો છે એટલે એક સગી હવ બે બે રીકારો મારા હાથમા છે.

ભલે હોય," રૂથે ટુકમાજ પતાવ્યુ અને ફ્રેન્ટોમસ ત્યાથી ચાલતો થયો

ડીકસન અને હેરીગટન જેવા પેલી સ્ત્રી સાથે લીનવુડ હાઉસમા દાખલ થયા કે તરતજ પેલી સ્ત્રી તેમને ત્યાજ મુકી અદર ચાલતી થઇ ડીકસન ચોમેર જોતો સચેત ઉભો હતો, અને આફત આવે તો તે સામે ટકકર જીલવા તઇયારજ હતો એટલામા તેની નજર જમીન પર પડી અને તેણે ત્યા એક ચીઠ્ઠી પડેલી જોઇ વળી તેમા પોતાનાજ હસ્તાક્ષરો જોઇ તે વધુ ભડકયો, કારણ તે ચીઠ્ઠી બીજી કોઇજ નહીં પણ

ઘણાજ લાંબા વખત પછી મુંબઇની મોજીલી તમાશબીન આલમ સન્મુખ આવી એક જોરાવર ડીટેકટીવ સીરીયલ રજુ થઇ છે અને તેનો લાભ ડીટેકટીવ વારતાના શોખીનો પુરતા જથ્થામા લેતા જાય છે

૪૦ ભાગ ટ્રોમસ યાને શાપીત બદમાશ ૪૦ ભાગ



વીલ્યમ ફોક્ષની તદન નવી ડીટેકટીવ સીરીયલ

આવી એક ડીટેકટીવ સીરીયલ જોવી એ ઇનસાન જાતની જીંદગીની મોટામા મોટી મોજ છે

રૂથને મળેલી ચીઠ્ઠી હતી, જે ચીઠ્ઠી વાચ્યા પછીજ તે હીનવુડ હાઉસમાં પોતાના પિતાને મળવા આવતા આફતમાં સપડાઇ હતી, ચીઠ્ઠી મળતાં તે વધુ સચેત થયો, અને હેરીંગટનને ત્યાજ મુકી તે મદદ લાવવા ચાલતો થયો

પેલી સ્ત્રી તો અદર દાખલ થઇ અને તરતજ ફેન્ટોમસ તેને મળ્યો, તેના નેત્રો અત્યારે ક્રોધાગ્નિથી લાલચોળ થઇ રહયા હતા પેલી સ્ત્રીને જોતોજ તે બોલી ઉઠયો પેલા હેરીંગટન અને ડીકસનને અહીં શા માટે લઇ આવી છે?"

"મારી મરજી,'' તે બોલી 'તને તો માત્ર કીમીયુ બનાવવાની રીતના કા ગજ જોઇતા હતા, ત્યારે પછી રૂથને તે શા માટે રાખી છે?

"ચાલ ત્યારે હવે હુ સોગન ખાઉ છુ કે તેની સાથે ન પરણુતા તારીજ સાથે પરણીશ" એટલુ કહેતા ફેન્ટોમસે તેના હાથ ઉપર એક ચુબન લીધુ, અને સળગતી આગ હાલ તરતતો ઓલવાઇ

જેકતો હજી પણ પોતાના ભેદી બુરખામા રૂથને શોધી રહયો હતો પણ રૂથ તેને કયાથી જડે? તે તો ફેન્ટોમસના પજામા હતી. છતા ઉપયોગી પ્રેમીને તો હજી પણ તેને શોધી કાઢવાની સપુર્ણ આશા હતી.

રહેગા ચયનસે કબતક બતા મુજસે જુદા હોકર,
કે મીલ જાઉગા મે અય દીલરૂબા તુજમે ફના હોકર

જેક જયારે રૂથને શોધી રહયો હતો, ત્યારે ફેન્ટોમસ પોતાના ખાસ સફેદ પુરૂષને રૂથને લઇ આવવાનો હુકમ આપ્યો સફેદ પુરૂસ ત્યાથી ચાલતો થયો અને ફેન્ટોમસે ભેદી બુરખાવાળાઓની ફરીને સભા બોલાવી રૂથ પણ તેમા લાવવામા આવી અને ફેન્ટોમસે ડોળા કાઢતા તે નિર્દોષ બાળાને પુછયુ " કેમ હવે મારી સાથે પરણવુ છે કે નહિ?"

"નહી" રૂથે જોરમાજ કહયુ!

"ચાલો કેદ કરેલા હેરીગટનને અહી ઉપાડી લાવો ફ્રેન્ટોમસે કહ્યું અને તરતજ તેની આજ્ઞાનુ પાલન થયુ ફ્રેન્ટોમસના ખાંધીઆ-ઓ જોત જોતામા હેરીગટનને ત્યા ઉપાડી લાવ્યા

હેરીગટનના ત્યાં આવતા ફ્રેન્ટોમસ કીમીયા બનાવવાની રીતના ભેદી ભાષામા લખાયલા કાગળનો તરજુમો કરવા કહ્યુ છતા તેણે તો ક્રુરતા પૂર્વક ના જ પાડી ફરીને તે લુચ્ચાએ જોરમા કહ્યુ હેરીગટન શુ ?" કાગળનો તરજુમો નહીજ કરશો ?

"નહી આને કદી નહી"

ચાલો ત્યારે આની આખ ફોડી નાખો, ફ્રેન્ટોમસે ક્રુરતા દર્શાવી પણ .. થોભો, હુ દરેક સભાસદ પાસે એક એક પાનુ નાખુ છું, જેની પાસે એક્કો નીકળે તે હેરીગટનની આખ ફોડે"

એટલુ કહેતા ફ્રેન્ટોમસે રમવાના પાના હાથમા લીધા અને એક પછી એક સભાસદ આગળ એક એક પાનુ નખવાનુ શરૂ કર્યું, જેક પણ તેજ સભામા બેઠો હતો, એટલે તેની પાસે પણ એક પાનુ ફ્રેન્ટોમસે ફેક્યુ દરેક સભાસદને આપ્યા પછી તેણે વારાફરતી ખોલવાનો હુકમ કર્યો અને એક પછી એક માણસ પાનુ ખોલવા લાગ્યુ છેવટે એક્કો જેક પાસે નીકળ્યો, અને હેરીગટનની આખ ફોડી નાખવાનું કામ તેને સોપવામા આવ્યુ, આહ! હેરીગટન હવે કીમીયા બનાવવા ખાતર તેને પોતાની આખો ખોવાનો પણ વખત આવી પુગ્યો તેની મદદ કરનાર અત્યારે ઇશ્વર સીવાય કોઇ ન્હોતુ, સગા સંબધીઓ મિત્રો કે સગા અરે તેની પાસે રહેલી લક્ષ્મી પણ તેને કામની ન્હોતી

મેરી કીશ્તી અભી દરીઆમે ગમસે પાર હો જાએ,

જો આ જાઓ કોઇ દમકો ખુદારા નાખુદા હોકર

હેરીગટનની આખો ફોડી નાખવા માટે લોઢુ તપાવવામાં આવ્યું ને [illegible] અને કહી દેવું જોઇએ કે જેકેજ કર્યું લોઢાનુ સળીયુ જેમ જેમ ધગધગતા અગારામા લાલચોળ થતુ તેમ તેમ બાપડો હેરીગટ-

નનો આત્મા નીકળતો જતો, અને છેવટે તે પળ આવી પુગી કે જેમા તે ઠામીચાગર પોતાની બન્ને આખો ખોદી દેનાર હતો જેકે તપાવેલ સળીઆ હાથમા લીધા અને ધીમે ધીમે તે હેરીગટનની આખ આગળ લઈ ગયો અને હજી તો તે જરા પણ તે સળીઆ હેરીગટનરી આખે સ્પર્શે એટલામા પેલોજ પલીત જેવો બુઢઢો ત્યા દાખલ થયો અને હાથમા પકડેલી પીસ્તોલ ફોડા બધાને ગભરાવી માર્યો, બધા ઉભેલા પેલા બુઢઢા તરફ જોઇ રહયા હતા તે તકનો લાભ લઇ જે કે, હેરી ગટનને બધન મુકત કરી રૂથને સાથે લઇ બારી વાટે લઇ ચાલતો થયો, પેલો બુઢો પણ તેઓ સાથેજ ઉપર આવતો રહયો અને જેવા તેઓ એક ઓરડામા આવી પુગ્યા કે શ્વેત કપાસ જેવા વાળવાળો તે બુઢો રૂથને પસવારવા લાગ્યો તેના કોમળ હાથો ઉપર ચુબન કરવા લાગ્યો અને જેવો તેણે તેના પુષ્પ સમ કોમળ ગાલ ઉપર ચુબન લેવાનો નિશ્ચય કર્યો કે તરતજ જેકે તેને ધકેલો દીધો, તે બુઢો રૂથ ઉપર મોહિત થયો હતો રૂથના પ્રકાશમાન અને તેજોમય સૌદર્યમા મુગ્ધ બનેલો તે બુઢો તેને ચાહતો થયો હતો, એમ કહો કે

બુઢ્ઢીકા નાઝ દેખીએ પહેલુએ પીરમે

કયા જોશ આ રહા હય પુરાને ખમીરમે

જેકે પેલા બુઢાને ધકેલી દીધો અને જેવો તે બુઢો બાજુમા જઈ પડયો કે તરતજ ફ્રેન્ટોમસ ઉપર જણાયો ફ્રેન્ટોમસને જોઈ જેક પોતાની માસુક અને હેરીગટન સાથે નહાસવા ગયો, પણ અફસોસ ..ચોમેર ફરી વળેલા ફ્રેન્ટોમસના માણસોના હાથમા તેઓ છેવટે સપડાયા બધાના સપડાતા ફ્રેન્ટોમસ આગળ વધ્યો અને કહયુ આહા આજે રૂથ તેમજ ફ્રેન્ટોમસના લગનની ખુશાલીમા હાજરી આપી અમને માન લેવા સમ નીવડશે

ફ્રેન્ટોમસના આ કટુ વચનોથી જેક વીધાયો અને ગુસ્સામાને ગુસ્સામા ફ્રેન્ટોમસને ધકકો મારી નાઠો, જેવો જેક નાઠો તેવાજ માણસો પણ, તેને પકડવા નાઠા અને આ ઓરડામા ફ્રેન્ટોમસ, રૂથ હેરીગટન અને પેલો બુઢો રહયા.

## ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

૪૦ ભાગની ભેદ ભરમોથી ભરપુર ભરેલી અને ઘણાક નવા નવા બનાવોવાળી સીરીયલ બનાવવાનુ કાંઈ ખાવાનુ કામ નથી પણ જેને



વરસોનો અનુભવ હોય, જે પુર છુટે હાથે પૈસા ખરચી જાણતા હોય જે સારામા સારી સીનરીઓ લખી જાણતા હોય જેનો ડાયરેકટર ઘણોજ બાહોશ હોય તેજ આવી મહાન સીરીયલ ઉતારી શકે છે

જેકના ન્હાસી જતા ફ્રેન્ટોમસ આગળ વધ્યો, અને જેવો તે રૂથને ચુંબન કરવા ગયો કે તરતજ પેલો બુઢો ઉભો થયો અને ફ્રેન્ટોમસને ધક્કો મારી રૂથનો બચાવ કરવા લાગ્યો કારણ કે તે બુઢો એમજ માનતો હતો કે રૂથ તેને જરૂરજ મળશે

ફ્રેન્ટોમસને ધક્કો મારી એટલેથીજ ન અટકતા પેલા બુઢાએ તલવાર પણ હાથમા લઇ લીધી અને તે અડગ ઉઠાઉગીર ફ્રેન્ટોમસ સાથે દ્વંદ્વ યુદ્ધ રમવા તૈયાર થઇ ઉભો ફ્રેન્ટોમસે પણ તલવાર લઇ લીધી અને આ બન્ને દ્વંદ્વ યુધ્ધ રમવા તૈયાર થઇ ગયા લડાઇ ચાલુ થઇ તલવાર બાજીની કળામા પ્રવિણ જણાતા તે બન્ને લડવૈયા લડયેજ જતા હતા જે તકનો લાભ લઇ હેરીંગટન પોતાની પુત્રીને સાથે નીચે લાવવામા આવ્યો પેલો બુઢ્ઢો લોથપોથ થઇ ગયો અને થોડીજવાર પછી રૂથને ચાહનારો બુઢો આશક રૂથ માટે મરી ગયો ફ્રેન્ટોમસે તેને મારી નાખ્યો અત્યારે તે ઓરડામા પેલા બુઢાની લાશ અને ફ્રેન્ટોમસ સિવાય કોઇ ન્હોતુ, પેલા ક્રૂર પ્રાણીએ પેલા બુઢાને મારી તેની લાશ ઉચકી લઇ જવાનો હુકમ આપ્યો અને મેદાન ખાલી દેખાયો

ફ્રેન્ટોમસ પેલા બુઢાને મારી પેલાજ ઓરડામા બેઠો હતો છતા તેને નીરાત ન્હોતી પેલા બુઢ્ઢાની ભયંકર આકૃતિ તેની સમક્ષ ખડી થતી ઘડીકમા પેલો બુઢ્ઢો તેનુ ગળુ દાબી મારી નાખવા માગતો હોય એમ તેને જણાતુ તો વળી કોઇવાર તે હાથમ તલવાર સહીત લડતો દેખાતો ભલ ભલાઓને મારી ફેકી દેનાર ફ્રેન્ટોમસ જો ગભરાયો હોય તો માત્ર તે બુઢ્ઢા ભુતથી છેવટે તેણે શુ જોયુ ? પેલો બુઢ્ઢો અંદર આવતો જણાયો ફ્રેન્ટોમસ ગભરાયો દરવાજો ખુલતા તે અંદર આવ્યા અને ઝડપથી તે ફ્રેન્ટોમસનુ ગળુ દાબવા મંડયો ફ્રેન્ટોમસના હાથ પગો ઠડા થઇ ગયા અને જોત જોતામા તો તે બુઢ્ઢાએ ફ્રેન્ટોમસને ત્યાજ બાધી નાખી દીધો

ન્હાસેલા જેકની શોધમા રખડતા માણસો ચોમેર શોધતા હતા અને છેવટે જેકના દુર્ભાગ્યે તે તેમની નજરે ચઢી ગયો જેક પર પેલા હરામીઓની નજર પડતાજ તેઓ હાથ ધોઇ પાછળ લાગ્યા અને જોત-

૧૨૨૩



જેતામા તે વીર યુવકને બાધી જ્યા રૂથ અને હેરીંગટન બાધવામાં આવ્યા હતા ત્યા લાવી બાધી દીધો પણ હજી તે લુચ્ચાઓને ક્યા ખબર હતી કે અહી તો કાઈ બીજુજ બનવાનુ છે પેલા બુઢ્ઢાનો ભુત કોઇ બીજુજ કરવાનો છે

જે કોટડીમા આ ત્રીપુટી પુરાઇ હતી ને કોટડીમા પહેરો ભરતા પહેરેગીરોની નજર એકાએક દરવાજા પર પડી અને તેમણે શુ જોયુ ? દરવાજો ખુલ્યો અને પેલાજ બુઢ્ઢારાજ હાથમા સળગતા એકબોબ સહીત પધાર્યા પેલા બુઢ્ઢાના ભુતના હાથમા બોબ જોઈ બધા પહેરેગીરો ગભરાઇ ગયા માત્ર પહેરેગીરોજ નહી પણ રૂથ જેક અને હેરીંગટન પણ હવે પોતાની જીદગીથી નીરાશા થઇ ગયા પેલા બુઢ્ઢાએ સળગતુ બોબ જમીન ઉપર મુકી દીધુ અને જેવુ તેણે તે ભુમી ઉપર મુકયુ કે તરતજ ચોકીદાર જાન સલામત લઇ ત્યાંથી નહાસી ગયા અને પેલા બુઢ્ઢા કાકાએ મેદાન સાફ દેખાતું જોઇ બધાએલા રૂથ હેરીંગટન તેમજ જેકને બધન મુકત કરી નીચે ઉતર્યાં પેલો બોબ તરતજ બુજાવી નાખવામાં આવ્યો અને ત્યારેજ બધાઓએ છુટકારનો દમ ખેચ્યો અને હજી તો પોતાની જાન સલામત રાખનાર પેલા બુઢ્ઢા પ્રત્યે આ ત્રીપુટી ધ્યાન આપે તે આગાઉ તો તેણે પહેરેલી નકલી દાઢી અને મુછ કાઢી નાખ્યા દાઢી મુછ નીકળતા જેક, રૂથ અને હેરીંગટન જોઇ શકયા કે તે બુઢ્ઢો કોઇજ નહી પણ તેઓનો ખાસ રક્ષક ડીટેકટીવ ડીકસન હતો

બધાએલા ફ્રેન્ટોમસના ઓરડામા પોતાના બધન છોડવા તે ધમ પછાડા મારી રહયો હતો છતા બુઢ્ઢાનો વેશ ધારી ડીટેકટીવ ડીકસને તેને એવી તો મજબુત રીતે બાધ્યો હતો કે તેનુ છુટવુ અશકય હતુ ફાફા મારતો ફ્રેન્ટોમસ ત્યાંજ ગોધાઈ રહયો હતો એટલામા એક વાર ફરી દરવાજો ખુલતો જણાયો ફ્રેન્ટોમસની પ્રિયતમા અદર દાખલ થતી જણાઇ ફ્રેન્ટોમસને બંધાયલો જોઇ પ્રથમતો તે અજબ થઈ ગઇ પણ પછી તે લુચ્ચી પાસે જતા તેણે કહ્યુ "ફ્રેન્ટોમસ જો છુટવા માગતો હોય તો રૂથને ફરી નહી જોવાનુ મને વચન આપ"

"હા હા હું વચન આપુ છુ" છુટવાની આશામા સબડતો ચોર બોલ્યો અને તેના વચન ઉપર વિશ્વા રાખી તેના ખીસામાથી કીમીયુ બનાવવાની કાગળો છીનવી લઈ પેલી સ્ત્રીએ ફેન્ટોમસને છુટો કર્યો. જેક, હેરીગટન અને રૂથને છેડી ડીટેકટીવ ડીકસન બધાએલો ફેન્ટોમસને કેદ કરવા તે પેલા ઓરડામા આવતો રહયો પણ બધાની અજાયબી વચ્ચે ફેન્ટોમસ ત્યાથી ગુમ થએલો જણાયો હજી તો તેઓ ફેન્ટોમસના ભેદી રીતે ગુમ થવા સબધે કાંઈ વિચાર કરે તે અગાઉતો ચોમેરથી ફેન્ટોમસના માણસો ફરી મળ્યા અને એક વાર ફરીને તેઓ તે લુચ્ચાના હાથમા સપડાયા પણ સપડાયલી ચારે વ્યકતિઓને ફેન્ટોમસના માણસો કેદ કરી શકે તે અગાઉ તો પોલીસના સીપાહીઓ તે ઓરડામા ધસી આવ્યા અને ફેન્ટોમસ તેમજ પેલા સીપાહીઓના માણસો વચ્ચે મરામારી જામી મારામારીનો લાભ લઇ રૂથ હેરીગટન ડીટેકટીવ અને જેક બહાર નાઠા અને રસ્તામા ઉતરના ડીટેકટીવે એક વાર ફરી તેમને ઉભા રહેવા એક વાર ફરી તે ઘરની એટલે લીનકમુ હાઉસની મુલાકાત લેવાની ઇચ્છા દરશાવી ચાલતો થયો

ડીટેકટીવના જતા આ ત્રીપુટી પાછળ ફેન્ટોમસના માણસો લાગ્યા અને પિતા પુત્રી એકવાર ફરી છુટા પડયા જેક અને રૂથ નહાસવા લાગ્યા જ્યારે હેરીગટન ફેન્ટોમસની પ્રીયાને ભેટી શકયો

પેલી સ્ત્રી હેરીગટનને મળી અને તેના ખભા ઉપર હાથ મુકતા બોલી 'હેરીગટન તારા કીમીયા સબધે મારે કાઇ વાતચીત કરવી છે માટે એકાત સ્થળે મારી સાથે ચાલ" પેલી સ્ત્રીની વાત સાભળી તે પણ આગળ વધ્યો અને એક ઝાડ પાસે આવી તેઓ વાતચીતે વળગ્યા, એટલામા ત્યા કોઈ એક ત્રાહીત ભટકતો પેલી સ્ત્રીને દેખાયો પેલા અજાણ્યાને ત્યા જોઈ તે બોલી ઉઠી 'ફેન્ટોમસ ની ટોળકીના માણસોની વાત સાભળતા તુ જરા પણ ડરતો નથી?"

"ના ના બાઇ મારે ફેન્ટોમસની ટોળકીમા દાખલ થવુ છે માટે તમારી મુલાકાતે આવ્યો છુ."

જ્યારેથી એક સારી ચીઝ મુમ્બઈના પ્રેક્ષક વર્ગ સામે રજુ કરવામા આવે છે ત્યારે ઘણે દુર દુરથી લોકો તે જોવાને મોટી સખ્યામાં ઉતરી પડે છે આ કૈન્ટોમમની સીરીયલ પણ તેવીજ સારી રસીક ચીઝ



છે માટેજ લોકો તે જોવાને ઘણે દુર દુરથી ગાડી ભાડુ ખરચીને આવે છે હવે આના કરતા તમોને આ ડીટેકટીવ સીરીયલનો બીજો ધરખમ પુરાવો શુ જોઇએ?

"જો તારે ફેન્ટોમસની ટોળકીમા દાખલ થવુ જ છે તો આ માણસને પકડી મારી સાથે ચાલ" પેલી સ્ત્રીએ હુકમ કર્યો, અને તરતજ પેલા ત્રાહીતે હેરીંગટનને પકડી લીધો

હેરીંગટનને કેદ કરી પેલી સ્ત્રીએ તેને ઘેર લઈ આવવાનો હુકમ આપ્યો અને જોતજોતામા તો તેઓ ત્રણે ઘેર આવી પુગ્યા, હેરીંગટનને એક ઓરડીમા લાવી પેલી સ્ત્રી બોલી "હેરીંગટન હવે આ તમારા ફીમીયા બનાવવાના કાગળો હુ પ્રમાણીક છુ એમ હવે તમે માની શકતા હશો

હેરીંગટન અને પેલી સ્ત્રી જ્યારે ઓરડીમા વાત કરતા હતા ત્યારે બહાર પહેરા ઉપર ઉભેલો પેલો નવિન માણસ ફેન્ટોમસની પીસ્તોલથી આધીન થયો હા ફેન્ટોમસ પોતાની પીસ્તોલની ગોળી પેલા નવિન પુરૂષ પ્રત્યે ટાકી આવતો હતો, પાસે આવતા ફેન્ટોમસે ક્રોધથી પુછયુ "કેમ?

અહીં આવવાનુ કઇ કારણ?"

"સાહેબ આપની ટોલકીમા દાખલ કરાવવા પેલા બાનુ લઇ આવ્યા છે" અને હજી તો પેલો ત્રાહીત પુરૂષ પોતાની વાત બધ કરે તે અગાઉતો પેલીજ સ્ત્રી તયા આવી આવતા હેરીંગટને પોતાના ભયકર દાતો તેની સામે કચકચાવતા કહયુ, ચાલ પેલી ઓરડીમા છુપાએલા હેરીગટનને બહાર કાઢ"

હુકમ છુટયો, અને તરતજ હેરીગટનને બહાર લાવવામાં આવ્યો

પાછળ લાગેલા માણસોથી બચવા ન્હાસતા ન્હાસતા જેક અને રૂથ એક જગ્યાએ આવી જરા થાક દુર કરે છે પણ શાતી તો તેના નસીબમાજ ન્હતી એટલે તે શુ કરે' તયા પણ ફેન્ટોમસના ભટકતા એક મવાલીએ તેમનો પીછો પકડયો અને જેક સામે પીસ્તોલ ફોડી પણ સારા નસીબે જેકને તે ગોળી લાગવા ન પામી જેક બચ્યો અને તરતજ તયાથી રૂથને લઈ ન્હાસતો ન્હાસતો રેલ્વે સડક ઉપર આવી દોડવા લાગ્યો ફેન્ટોમસના ખાધીઆએ પણ પાછળ લાગયા હતા છેવટે ઘણી વાર દોડી દોડી થાકી ગયેલા જેક અને રૂથ પેલા હરામીઓના હાથમા સપડાયા

અને તેઓને રસ્સાથી જકડી દેવામા આવ્યા એટલેથીજ ન અટકતા રેલાઓએ રેલ્વેના પાડા ઉપર તે પ્રેમ જોડાને સુવરાવી પાટા સાથે બાધી ચાલતા થયા, હા. રૂથ અને જેક પાટા ઉપર બધાએલા હતા જ્યારે સામેથી એક આગગાડી ફુફારા મારતી તેમને કાપી નાખવા આવતી હતી. અને છેવટે માત્ર પદર ફુટનો તફાવત રહી ગયો.

એક તરફ જયારે જેક મનોહર રૂથ પાટા ઉપર બધાયલા હતા ત્યારે ત્યા હેરીગટન ફેન્ટોમસના હાથમા સપડાયલો હતો



## શું રૂથ અને જેક કપાઇ મરશે ?

---

## પેલો નવો માણસ કોણ છે ?

---

## હેરીંગટનને મારી નાખવાનો હુકમ મળ્યો છે, શું તે મરી જશે ?

---

## ફેન્ટોમસની માશુક વફાદાર છે કે નહીં ?

---

પાચમાં અઠવાડીયાનુ અમારૂ આમ ત્રણ સ્વીકારશો

એટલે સઘળા ખુલાસા થઇ જશે



આ ફેન્ટોમસ ની સીરીયલે આખાં મુંબઇમાં

મોટો હો-હું-કાર મચાવ્યો છે.

અને લોકોનો ધરેડો આ નામચીન ભેદ ભરમોથી ભરેલી સીરીયલ જોવાને રોજ બ રોજ વધતો અને વધતોજ જાય છે તેજ આ મહાન સીરીયલની અચુક સાબેતી છે.



ફેન્ટોમસનો અંત હવે નજદીક આવતો જણાય છે કારણ કે તેનાજ મતતીઆઓ હવે તેની સામે થયા છે કારણ કે જ્યારે એક બાજુ રૂથ ઉપર ફેન્ટોમસ આશક થયો છે ત્યારે બીજી બાજુ તેનોજ એક બ્હદો મતતીઓ પણ રૂથની ખુબસુરતી જોઇને મન ખોઈ બેઠો છે અને છેવટે ક્હો કે, તે પોતાનો જાન પણ ખોઈ બેઠો છે

# ગ્લોબ સીનેમા, સેન્ડહર્સ્ટ રોડ

# ફેન્ટોમસ યાને શરીફ બદમાશ

વીલ્યમ ફોક્ષ
ની ૪૦ ભાગની
તદનનવીજ ગી
ડીટેકટીવ
સીરીયલ

તમોએ ડીટેકટીવ સી-
રીયલો તો ઘણી બી
જોઇ હશે પરંતુ ભેદ
ભરમોથી ભરેલી આવી
ડીટેકટીવ સીરીયલ
તમોએ કદી જોઈ
નથી



મીસ એડના મરફીએ
આ સીરીયલમા જે
કમાલ કામ કર્યું
છે તે ભલ ભલ
એકટ્રોને પણ શરમાવે
તેવુ છે

તેણી એક નાજુક
નારી હોવા છતા કેવા
કેવા ભયંકર કામો
પુરી છુટથી અને
હમામથી કરી બતાવે
છે તે જોઇ તમો
અજાયબીનો આચકો
ખાશો

## આજ રાતે આજ રાતે આજ રાતે

### આખી દુનીયાનો નામચીન હીરો પેલો રમુજનો રાજા

## — ચારલી ચેપલીન —

ની બે ભાગની હસતા હસતા કલેજાના બે ભાગ થઇ જાય તેવી કોમીડી
ચારલી એક બીનહરીફ કોમીડીયન તરીકે પુરવાર થયો છે
**આ હાસ્યરસના ઇજારેદારની આજે દુનીયામાં જોડી નથી.**

ખિલાફત પ્રેસ, સુલતાન મેન્શન ડુંગરી મુબઇ નં ૯